(કચ્છના કેળવણીખાતાસારૂ મંજૂર થએલી.)

# કચ્છની ભૂગોળવિદ્યા.

(ઇતિહાસ, ધર્મ, અને જૂની ઇમારતોસંબંધી હકીકત સાથે લોકોના તેમાં વિશેષેકરીને કચ્છના કેળ-વણી ખાતાના ઉપયોગ સારૂ.)

કચ્છના (માજી) એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર

અને

મહારાજાધિરાજ મહારાવ શ્રીખેંગારજી સવાઇ બહાદુરના વિદ્યાગુરૂ

**દલપતરામ પ્રાણજીવન ખખ્ખર,**

એમણે રચી.

આવૃત્તિ ત્રીજી.—પ્રત ૫૦૦૦.

**મુંબઈ:**

“નિર્ણય-સાગર” છાપખાનામાં છાપી.

વેચનાર: { ઇશ્વરદાસ લાયબ્રરીવાળા.
પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી.

કાળકાદેવીનો રસ્તો, મુંબઈ.

સંવત્ ૧૯૪૩.—ઈસવી સન ૧૮૮૭.

મૂલ કોરી ૧।।—રૂ૦।=।।.

..d pers...,

LETTERS OR OFFICIAL RECORDS.

..n *Bahadur KAZI SHAHABUDIN, C.I.E.,*

need not deprecate the merits of your brochure. that adds to knowledge is small, and it is y that among high but vain and fruitless of young educated men, one should turn ation to a small but useful field.—*Baroda,*

---

*linute on the Administration Report.*

has brought out a Geography of Kutch, of, and if the Regency thinks fit, it ed throughout the schools, English and

d in our schools, particular attention should what Mr. DALPATRAM K. says in the pre- method of teaching therein laid down is highly al, and must commend itself to every man of n sense.—*Bhuj, 15th June,* 1881.

H. N. REEVES.

---

..an) *Bahadur MANIBHAI JASBHAI.*

very favourable account of the 2nd "Geography of Kutch" in some verna- I was thinking of writing to you for a copy. had the pleasure of receiving a copy from an Kutch Educational Department as a pre-

*

lan.. over the book, and think that the

ision ... been
4th July, 1881.

---

*Mr. JAMSEDJI ARDASEER DALAL,*

*Vice-Principal, Elphinstone High School, (now Principal of the Gujarat College,*

You know very well that I would not go line to flatter any one on any account; and so believe me when I say that I have been surp the contents of your valuable book. I wish I book with me when I was in Bhuj, been pleasanter after knowledge of historical associations of the places rou we had a geography like that for Gujar Presidency.—*Bombay, 29th August,* 188

---

*Mr. HARGOVINDAS DWARKA*

*Educational Inspector, Baroda.)*

Your geography is, indeed, very useful and You have done a real service to the State o especially by such a rich production. It will be a able addition to our libraries as you have succeed making it attractive by adding interesting descrip to the dry details of a political geography.—*B* *25th April,* 1882.

---

*Extract from Mr. HARGOVINDAS D*

*Deshi Karagiri Part. II. p. 2*

"A geography of every province, pla pared on the principle of the Geography as produced by Mr. Dalpatram Pranjivandas, capable of diffusing a good deal of knowled description of raw products and Manufact the people whereby great benefits wo

સારૂ તમને લખવાનો હતો, એટલામાં કચ્છકેળવણી ખાતાના અધિકારીએ આવીને તમારા તરફથી એક પ્રત મને ભેટ આપી. તેથી હું ખુશી થયો. * * * એ પુસ્તક હમણાજ ઉપર ઉપરથી જોઈ ગયો તેથી કહી શકુંછું કે પુનરાવૃત્તિનું શોધન સંતોષકારક થયું છે. મુ૦ વડોદરા, તા૦ ૧૪ મી જુલાઇ, ૧૮૮૧.

**મી૦ જમશેદજી અરદેસર દલાલ, એમ. એ., એલ. એલ. બી., એલફિન્સ્ટન હાઈસ્કૂલના માજી વાઈસ–પ્રિન્સિપાલ, અને હાલ ગૂજરાત કાલેજના પ્રિન્સિપાલ.**

તમે સારીપેઠે જાણોછો કે ગમે તે થાય તોપણ મારી ટેક મૂકીને કોઇના ખોટાં વખાણ હું કરતો નથી, અને તેથી હું કહું તે તમે માનશો કે તમારાં કીમતી પુસ્તકમાં સમાવેલા વિષયોથી હું વિસ્મય પામ્યો છું. હું જ્યારે ભૂજમાં હતો ત્યારે એ પુસ્તક મારી પાસે હોત તો કેવું સારૂ થાત; કેમકે ત્યારે આસપાસનાં સ્થળો સંબધી જનવાર્ત્તાનાં અને ઐતિહાસિક પ્રસંગોનાં જ્ઞાનથી ત્યાં રહેવું વધારે આનંદદાયક થઈ પડત. હું ઇચ્છુંછું કે આપણામાં આના જેવું ભૂગોળવિદ્યાનું પુસ્તક જો આખા (મુંબઇ) ઈલાંકાનું નહીં બને તોપણ ગૂજરાતનું હોય તો કેવું સારૂં થાય. મુ૦ મુમ્બઇ, તા૦ ૨૯ મી આગસ્ત, ૧૮૮૧.

**રા૦ બા૦ હરગોવિંદદાસ દ્વારકાદાસ, વડોદરા રાજ્યના માજી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, અને હાલ ડાઇરેક્ટર આવ વર્નાક્યુલર એજ્યુકેશન.**

ખરેખર તમારી ભૂગોળવિદ્યા બહુ ઉપયોગી અને મનોરંજક છે. મુખ્યત્વે કરીને તમે આવું ઉમદા પુસ્તક લખીને કચ્છ-રાજ્યની ખરેખરી સેવા બજાવી છે. રાજકિય ભૂગોળવિદ્યાની લૂખી લૂખી વિગતોમાં મનને રંજન કરે એવાં વર્ણન ઉમેરી એને મન હરણ કરે એવી કરવામાં તમે પાર પડ્યા છો તેથી એ આપણાં પુસ્તકાલયોમાં એક કીમતી ઉમેરો થઇ પડવાનો. મુ૦ વડોદરા, તા૦ ૨૫ મી એપ્રિલ, ૧૮૮૨.

# પેહેલી અને બીજી આવૃત્તિ વિષે
# થોડાક અભિપ્રાય.

(ભાષાન્તર.)

## આનરેબલ ખાનબહાદુર કાજી શાબુદ્દિન. સી. આઈ. ઈ., કચ્છ અને વડોદરાનાં માજી દીવાન, અને મુંબઈની લેજીસલેટીવ કૌન્સિલના મેમ્બર.

તમારાં લઘુ પુસ્તકની ખૂબીમાં કંઈ મણા છે એમ તમારે ન ગણવું. જ્ઞાનમાં જેથી વધારો થાય તે નાનું નથી, અને તરુણ વિદ્વાનોની મોટી મોટી પણ ડોળ ભરી અને નિષ્ફળ આકાંક્ષાઓમાં તમારા જેવા એક જણે પોતાનું ચિત્ત નાના પણ ઉપયોગી વિષય ઉપર લગાડવું એ સ્તુતિપાત્ર છે. મુ૦ વડોદરા, તા૦ ૬ ઠ્ઠી નુવેમ્બર, ૧૮૭૫.

---

## કર્નલ રીવ્ઝ તે કચ્છના પોલીટિકલ એજંટ અને રીજેન્સી કૌન્સિલના પ્રમુખ સાહેબ બહાદુર.

મિ૦ ખખ્ખરે કચ્છની ભૂગોળવિદ્યા બહાર પાડી છે તે હું પસંદ કરૂંછું, અને જો રીજેન્સી વાજબી ધારે તો સઘળી ઇંગ્રેજી અને ગૂજરાતી શાળાઓમાં તે દાખલ કરવી.

જો તે આપણી નિશાળોમાં વપરાય તો મિ૦ દલપતરામ પોતાની પ્રસ્તાવનામાં કહેછે તે ઉપર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. તેમાં શીખવવાની જે રીત પ્રવર્તાવી છે તે ઉત્તમ અનુભવસિદ્ધ છે અને દરેક શિઘ્ર વિવેકી એટલે ઝટ પારખનાર પુરુષ તેને વખાણ્યા વગર રહેશે નહીં. મુ૦ ભૂજ, તા૦ ૧૫ મી જ્યુન, ૧૮૮૧.

---

## રાવબહાદુર મણીભાઈ જશભાઈ, દીવાન બહાદુર, કચ્છના માજી દીવાન, અને હાલ વડોદરાના નાયબ દીવાન.

ગૂજરાતી વર્તમાન પત્રોમાં તમારી ભૂગોળવિદ્યાની બીજી આવૃત્તિનાં વખાણ મારા વાંચવામાં આવ્યાં, તેથી એક પ્રત મોકલવા

સંસ્થાન કચ્છના મહારાજાધિરાજ

મીર્ઝાંમહારાવ શ્રી સર પ્રાગમલ્લજી બહાદુર,

જી. સી. એસ. આઈ.

એઓને

આ લઘુ ગ્રંથ,

પોતાની પ્રજામાં વિદ્યાવૃદ્ધિ અને સુધારો કરવામાં બહુ

ઉત્કંઠા ને પ્રેમ દેખાડે છે

તે સારૂ,

એમના આભારી સેવક ગ્રંથકર્ત્તા,

દલપતરામ પ્રાણજીવન ખખ્ખર,

એમણે

પરમસત્કારપૂર્વક

અર્પણ કર્યો.

To

MAHARAJADHIRAJ MIRZA MAHA RAO

SHRI SIR PRAGMALJI BAHADUR, G. C. S. I.

OF

**KACHH,**

FOR THE GREAT ZEAL AND INTEREST EVINCED
IN THE EDUCATION & IMPROVEMENT OF
HIS SUBJECTS,

THIS LITTLE WORK

*is dedicated,*

WITH FEELINGS OF ESTEEM AND GRATITUDE,

BY

HIS OBEDIENT SERVANT,

**THE AUTHOR,**

# પ્રસ્તાવના.



હું પ્રથમ કચ્છમાં મારા હોદ્દાઉપર આવ્યો ત્યારે તપાસ કરતાં માલુમ પડયું કે છોકરા થોડી ઘણી બીજા દેશોની ભૂગોળવિદ્યા જાણતા હતા, પરંતુ પોતાના પ્રાંતની ભૂગોળવિદ્યાથી કેવળ અજ્ઞાન હતા એટલુંજ નહીં પણ તેમના મેહેતાજી પણ તેમના જેવાજ હતા. એ ઉપરથી એવિષે એક નાનો ગ્રંથ તૈયાર કરવાનું મારા મનમાં આવ્યું; પરંતુ એ બાબત આગળ કંઇ લખાયેલું નહીં તેથી જોઈતી હકીકત મેળવવામાં બહુ હરકત પડી. તોપણ જ્યારે હું પરગણામાં ફરવા જતો ત્યારે અથવા જે માણસો સાથે મારે મુલાકાત થતી ત્યારે તેને પ્રશ્નો પૂછી પૂછી તેની નોંધ રાખવા માંડી; તેમ જે કંઇ નજરે જોતો તેની નોંધ અથવા કોઈ જગ્યા જોવા જેવી છે એવું મારે કાને પડતું કે તેની ટીપ ફરવા જતો ત્યારે સાથે રાખી તેવિષે તપાસ કરતો. એ પ્રમાણે આ ગ્રંથ તૈયાર કર્યો છે. એમાં જે વસ્તીની ગણત્રી છે તે દરબારના આબાદી ખાતામાંથી ઉતારી પરગણાવાર તમામ વસ્તી તથા ગામ રચી તેના સર્વાળા મેળવી ભૂગોળવિદ્યાને અનુકૂળ પડતી કરી છે.

એ ગ્રંથ પ્રથમ કચ્છની નિશાળોને સારૂ ધારેલો. પરંતુ ઘણા લોકોના કહેવાથી બહારની કચ્છી તેમજ બીજી પ્રજાને પણ ઉપયોગી થઇ પડે માટે મેંહીં વધારે હકીકતો લખી છે. તે છતાં નિશાળમાં ઉપયોગી કરવાના મૂળ ઉદ્દેશને માટે ઘણી હકીકતો મારે કહાડી નાખવી પડી છે, એટલું છતાં એ ગ્રંથ કચ્છની હાલની સ્થિતિની એક આરસી થઈ પડશે એવી ઉમેદ રહે છે.

નકશા વગર ભૂગોળનું જ્ઞાન બરાબર થતું નથી માટે એની સાથે એટલી જગામાં સમાઇ શકે તેવો એક નાનો નકશો મેહેતા હાથીરામ ત્રીકમજી પાસે ભૂગોળ ઉપરથી ચીતરાવી મૂક્યો છે, અને તેમાં જરૂરનાં ગામ, નદી, ડુંગર વિગેરે જણાવ્યાં છે.

એમાંની ઘણીખરી હકીકત પ્રથમજ બહાર પડે છે માટે કાંઈ ખામી રહી હશે તો તે વાંચનારે ગ્રંથકર્ત્તાને લખી જણાવેથી ઉપકાર સાથે બીજી આવૃત્તિમાં તે તેનો ઉપયોગ કરશે.

ગ્રંથના પ્રમાણમાં તેનું મૂલ ઘણુંજ થોડું રાખ્યું છે.

એ ભૂગોળ હોપની ભૂગોળમાં લખ્યાપ્રમાણે શીખવવી.

મુ. ભૂજનગર, તા. ૧૩ મી
જાનેવારી સન ૧૮૭૫.

દ. પ્રા. ખ.

# बीजी आवृत्तिनी प्रस्तावना

આ ભૂગોળની પેહેલી આવૃત્તિની ૨૦૦૦ પ્રતો છપાઈ બહાર પડ્યા પછી આશરે પાંચ માસમાં સર્વે ખપી ગઈ. ઉત્તર પ્રાંતના મેહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે પોતાના ભાગમાંની નિશાળોની લાઇબ્રેરીમાં રાખવાસારૂ પ્રતો મગાવી અને ત્યારપછી બીજી આવૃત્તિ નિકળવાની હતી, તેમાંથી મગાવવા લખી જણાવ્યું; વડોદરાના એજ્યુકેશનલ ઈન્સ્પેકટર રા. રા. હરગોવિંદદાસ દ્વારકાદાસે પોતાના **દેશીકારીગરી** નામના પુસ્તકના **બીજા ભાગમાં** લખ્યું કે "જેવી કચ્છની ભૂગોળ રા. દલપતરામ પ્રાણજીવનદાસે બનાવી છે તેવી ભૂગોળ દરેક પ્રદેશની થાય તો લોકોને આવા પ્રકારનું ઘણું જ્ઞાન મળી શકે અને તેથી ઘણા લાભ થાય," અને સર્વે વર્ત્તમાનપત્રો અને માસિક ચોપાનીઆંના અધિપતિઓએ સારીરીતે પસંદ કરી; વહીવટદારો, ફોજદારો, મેહેતાઓ, વાકસીનેટરો વગેરે દરબારી નોકરો અને જમીનદારો વારંવાર તેનો ઉપયોગ કરવાસારૂ મગાવતા તેથી; તથા પાછળ બીજી આવૃત્તિ છૂપાવતાં વિલંબ લાગતાં બમણી કિમ્મતે જૂની પ્રતો ગામમાંથી શોધી શોધીને લોકો લેવા લાગ્યા; તેથી એનું ઉપયોગીપણું સિદ્ધ થઈ ચુક્યું છે. જે ઉપર કહેલ સદ્‌ગૃહસ્થો તથા અધિકારીઓએ આવો સારો આશ્રય આપ્યો છે તેમનો આ પ્રસંગે ઉપકાર માનવામાં આવેછે.

પેહેલી આવૃત્તિ છપાયાં પછી તેજ સાલમાં બીજી આવૃત્તિ છપાવવાની ગોઠવણ કરવા માંડી, એટલામાં રાજ્યકીય બંધારણ તથા પરગણાની વહેંચણીમાં ફેરફાર થવાની ગોઠવણ ચાલી હતી

તેથી તે છપાવવી મુલતવી રાખેલ, અને તે ફેરફાર થઈ રહ્યા પછી માલમ પડયું કે નવી આવૃત્તિ તમામ ફરીથી લખવી પડશે, અને તે લખવાનો અવકાશ ન મળતાં કેટલીક ઢીલ થઇ તથા ધારવા કરતાં વધારે ઢીલ છાપખાનામાં થઈ.

આ નવી આવૃત્તિમાં એટલો ફેરફાર કરવો પડયો છે, કે નવે સરૂથીજ બીજું, ત્રીજું, અને ચોથું પ્રકરણ લખવું અને ગોઠવવું પડયું છે. તેમાં કંઈક ભાગ ઓછો કર્યો છે અને કેટલોક વધાર્યો છે. છપાવવામાં પણ ચાર જાતના અક્ષરો વાપર્યા છે બહુ અગત્યના શબ્દો સારૂ બાળબોધ અક્ષર વાપર્યા છે, તેથી ઉતરતામાં મોટા ગુજરાતી અક્ષરો અને તેમાં પણ વિશેષ નામના આરંભનો અક્ષર વિશેષ જાડો જે કાળો કહેવાય છે તે વાપરેલો છે અને બારીક બાબતો છોકરાઓને પાઠ રસિક કરવા તથા બીજા સાધારણ વાંચનારને વિશેષ જ્ઞાન મેળવવું હોય તેને સારૂ ઝીણા અક્ષરોમાં ટીપ તરીકે છપાવી છે.

---

## त्रीजी आवृत्तिनी प्रस्तावना.

આ આવૃત્તિમાં પણ ઘણો સુધારો તથા વધારો સમયને અનુસરીને કીધો છે, અને ગામ તથા પરગણાવાર વસ્તીનું પત્રક સને ૧૮૮૧ ( સંવત ૧૯૩૭ ) ની નવી ગણતરીપ્રમાણે ગોઠવી મૂકયું છે, તેથી નિશાળ સિવાયના બીજાં લોકોને પણ બહુ ઉપયોગી થઈ પડશે. છતાં મૂલ વધાર્યું નથી. બ્રિટિશ કેળવણી ખાતાના અધિકારીએ પણ એ મૂલ પુસ્તકના પ્રમાણમાં સરકારી છપાતાં પુસ્તક જેટલુંજ ગણ્યું છે.

ઘર નં. ૧૨૪, કાળકાદેવીનારસ્તો, મુંબઈ,
તા૦ ૨૭ ડાસેમ્બર ૧૮૮૬.

દ. પ્રા. ખ.

# મેહેતાજીઓને સૂચના.

પરીક્ષા ટાણે ઘણી વખત જોવામાં આવ્યું છે કે કેટલાક મેહેતાજીઓ હરેક ચોપડી શીખવવા પેહેલાં તેની પ્રસ્તાવના કે "મેહેતાજીઓને સૂચના" ઉપર જરાએ લક્ષ આપતા નથી, તેથી જેવી રીતે હરેક પુસ્તક શીખવવું જોઈએ તેવી રીતે શીખવાતું નથી અને તેથી પરીક્ષા વખતે પરિણામ જેવું જોઇએ તેવું નીકળતું નથી. આ ભૂગોળ અથવા હોપસાહેબની ભૂંગોળ કે બીજી બધી શાળોપયોગી ચોપડી શીખવવા અગાઉ મેહેતાજીઓ સૂચનાઉપર ધ્યાન આપે તો તેમને તથા ભણનારને ઓછી મેહેનતે સારૂં પરિણામ જરૂર નીકળે માટે મેહેતાજીઓએ શીખવવા પહેલાં સૂચના ઉપર જરૂર ધ્યાન આપી શીખવવું, જેથી તેમને ઘણો ફાયદો થશે.

કેટલાક મેહેતાજીઓ જે પેહેલાં લખ્યું હોય તેજ શીખવવું એમ સમજી એકદમ વ્યાખ્યાઓ ગોખાવવા મંડે છે; પરંતુ છોકરાઓને તે એકદમ સમજ ન પડવાથી બરોબર આવડતી નથી. પ્રથમ તો જે તાલૂકામાં નિશાળ હોય તે તાલૂકાથી છોકરા વાકેફગાર હોય માટે તે શીખવવા માંડવો. છોકરાને હરેક વાત શીખવતી વખતે જાણ્યાઉપરથી અજાણ્યાઉપર સદા લઈ જવા; એટલાજ માટે જે વાતની મોટા માણસને સમજ પડતી નથી તે તેને પણ જાણીતું દૃષ્ટાંત આપીને સમજાવવામાં આવે છે. ભૂંગોળ શીખવતો પેહેલાં જે ઓરડામાં વર્ગ હોય તેની દિશા છોકરાઓ પાસે કહેવડાવી કાળા પાટીઆઉપર લખવી ત્યાર પછી પાટીઆ ઉપર તે ઓરડાના ભોંયતળીઆનો નકશો છોકરાઓને પૂછી પૂછીને ચાકવતી કહાડવો. બીજા ઓરડાઓનો એવીજ રીતે નકશો કહાડી તમામ નિશાળનો નકશો પૂરો કરી તેમને સ-

મજાવવું કે આ નિશાળ મોટીછે તેનો આ નાનો નકશો છે; તેમજ કચ્છ મોટું છે તેનો કાગળઉપર આ નાનો નકશો કરેલો છે. એથી નકશો એટલે શું તેનું જ્ઞાન ભણનારને થશે. નિશાળની જગા લાંબી હોય તો તેનો જાણી જોઈને ચોરસ નકશો અને ચોરસ હોય તો લાંબો પાડી છોકરાઓને પૂછવું કે આ બરાબર છે? સ્વાભાવિક રીતે હુશિઆર છોકરાને શક આવશે, ને તે બોલી ઉઠશે કે આ બરાબર નથી. પછી તેમની પાસે ખરૂં કહેવડાવી નકશો સુધારવો, જેથી તેમના મનપર બરાબર ઠસશે. એ કરી રહ્યા પછી નિશાળની બાજુની દિશા પ્રમાણે થોડાંક ઘરો, શેરીઓ કે ખાલી જગાઓ જે હોય તે પાડીને છોકરાને પૂછી તેમની પાસેજ કહેવડાવવું કે આ તે ફલાણી જગાનો નકશો છે. તે પૂરો થઈ રહે કે આગળ વધવું—ગઢ હોય તો તે આળેખવો, તેમાં મુખ્ય રસ્તા હોય કે દરબાર ગઢ હોય તેનું નીશાન પણ પાડવું. અને છોકરાઓ પાસે તે ઓળખાવતા જવું. ત્યાર પછી તે ગામની આસપાસ બીજાં ગામો હોય તે પોતાના ગામના નાકા (દરવાજા કે ઝાંપા) બહારથી જે દિશા તરફ રસ્તો જતો હોય તે તરફ રસ્તાની લીટી દોરી અંતરના પ્રમાણમાં છેટે ટપકું મૂકી છોકરાઓને પૂછવું કે આ ઠેકાણે કયું ગામ આવ્યું? છોકરા ખરૂં કહે તે મૂકવું. એ પછી તળાવ, નદી, ડુંગર વિગેરે સારૂ નકશામાં કેવાં ચિન્હથી બતાવવામાં આવે છે તે પાડીને સમજણ પાડવી ત્યારપછી ગામની આસપાસની નદી, તળાવ, ડુંગરો વિગેરે પાડીને પૂછવું. પ્રથમ ગામનો એકલોજ નકશો પાટીઆપર કહાડવો તે પછી તે ભૂસી નાંખી નાના પ્રમાણમાં તેજ પાડી આસપાસના ગામોવિગેરે ઉપર કહ્યું તેમ પાડવાં; તે ભૂસી આસપાસનાં બીજા ગામો, ડુંગર, નદી, વિગેરે બતાવવાસારૂ તેથી

ઓછા પ્રમાણમાં ધરવાં. તેની સાંથે એ વિષયમાં રસ પડે એવી ઈતિહાસિક, હુન્નર, ખેતી, દેવસ્થાન, મેળા, વિગેરે સંબંધી હકીકતો કહેવી. એ પ્રમાણે આખા તાલૂકાનો નકશો પૂરો કરવો ને તેમાં વારેવારે છાપેલો નકશો બતાવવો; પછી તે શીખવી રહ્યા એટલે પડોસના તાલૂકાનો નંકશો એનાથી નાના પ્રમાણમાં એવીજ રીતે કહાડી તેની મોટી મોટી વાતો એજ પ્રમાણે શીખવવી. એ પ્રમાણે પોતાના તાલૂકાની આસપાસના તાલૂકાના નકશા શીખવી રહ્યા પછી તેની પડોસના તાલૂકા તેની સાથે સાંધી નકશા પાડી શીખવવા. એ પ્રમાણે આખો કચ્છનો નંકશો શીખવવો. તેમાં જેમ જેમ દૂર જઈએ તેમ તેમ ઝીણી બાબતો પડતી મૂકી મોટી શીખવવી. પોતાનો તાલૂકો, તથા પોતાની ચારે દિશાપર લગોલગ બે ત્રણ તાલૂકા આવેલા હોય, તે શીખવી, પછી ભૂગોળનું બીજું પ્રકરણ શીખવવું. એમાં તમામ ઝીણા અક્ષરોથી નોટ છે તે છોકરા સારૂ નથી. બીજા પરગણામાં બાળબોધ અક્ષરથી જે છાપેલું છે તે સઘળું મોઢે જરૂર આવડવું જોઇએ. પોતાના પરગણાવિષે ઝીણા અક્ષરવાળું લખેલું છે તેતો છોકરાઓને મેહેતાજીએ કહેવું જોઈએ. તેમજ રણવિષે સાધારણ જ્ઞાન આપવું. નદી, ડુંગર, વિગેરે જેમ જેમ આવતાં જાય તેમ તેમ તેની પાટીઆપર ઉપર કહ્યા પ્રમાણે સમજ પાડવી; પછી તેની વ્યાખ્યા ગોખાવવી, પરંતુ ભૂગોળના આરંભેજ વ્યાખ્યા ગોખાવવી નહીં. રાજ્યરીતિમાંથી બારીકીથી શીખવવાનું નથી; પરંતુ તેનું સાધારણ જ્ઞાન મળે તો બસ છે. એ થઈ રહ્યા પછી પડોસના **સિંધ, કાઠિયાવાડ,** અને **ગૂજરાતની ભૂગોળ, હોપસાહેબની ભૂગોળવિદ્યાનાં મૂળતત્વો, ભાગ ૧** લામાંથી શીખવવી. તે કેવી રીતે અને કેટલી શીખવવી તેવિષે તે ભૂગોળમાં મેહેતાજીઓને સૂચનામાં જણાવેલું છે.

---

દ. પ્રા. ખ.

